॥ શ્રી ॥

# જુગતંબા સ્તવન.

## અંક પંદરમો.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

નડીઆદ નિવાસી નાગર સાઠોદરા.

માણેકલાલ લલ્લુભાઈ મહેતા.

આવૃત્તિ ૧ લી.          પ્રત ૧૦૦.

સંવત ૧૯૭૩ ચૈત્ર શુકલપક્ષ.   સન ૧૯૧૭ એપ્રીલ.

ઘીકાંટારોડના પુલ નીચે શ્રી જૈન વિદ્યાવિજય પ્રી પ્રેસમાં

શા નનીલાલ અમથાશાએ છાપ્યો—અમદાવાદ.

( મફત. )

૭૦૪૨

॥ શ્રી ॥

# જુગતંબા સ્તવન.

## અંક ૧૫ મો.

---

### ગણપતીની સ્તુતિ.

દોહરા.

વંદુ સુત ગીરજાતણા, ગણપત નમું તમ પાય:
પંદર સ્તવન પુરાં કરૂં, માગું તમારી સાહ્ય.

### ગણપતીની સ્તુતિ—જુદા રાગની.

વંદુ શ્રી લંબોદરા, વંદુ શ્રી લંબોદરા;
જય જગવંદન, ગૌરીનંદન
આનંદ કંદન, શંભુ સુખંદન;
સ્તવન રચું સ્હાય, થા, થા, થા. વંદુ શ્રી. (૨)
ઉજ્વળવરણા, કરૂણાકરણા;
અશરણશરણા, સંપતભરણા,
સુદ્ધી બુદ્ધી વર જય વરદા. વંદુ શ્રી. (૨)
પ્રથમ પ્રણમીએ. ગુણ તુજ ગમીએ;
નીત્ય ચીત રમીએ. ચરણે નમીએ,
પ્રેમ પયોધર [illegible]ા, પા, પા. વંદુ શ્રી. (૨)

## સરસ્વતીની સ્તુતિ.

રાગ ઉપરનો.

વંદુ શ્રી શારદા, વંદુ શ્રી શારદા.
જન મન રંજન, અખીલ નીરંજન;
દુરીજન ગંજન, ભવ ભય ભંજન.
કવીચીત પોશક થા, થા, થા. વંદુ શ્રી. (૨)
અશરણશરણી, કરણાકરણી;
અભરણભરણી, અમૃતઝરણી,
પરમ પ્રેમપય પા, પા, પા. વંદુ શ્રી. (૨)
ચરણ વંદીએ, નીત્ય ચીત ચાહીએ;
હરષીત થાઇએ, ગુણ તુજ ગાઇએ,
વીજય વીજય જય જય વરદા. વંદુ શ્રી. (૨)
પવીત્ર પાયની, વાણી સુખદાયની;
હંસવાહની, કવી ચીત ચાહની.
માણેકલાલ કર સા, સા, સા. વંદુ શ્રી. (૨)

### દોહરો.

ઇષ્ટદેવી મા સરસ્વતી, બ્રહ્મતનયા સુખદાય;
કૃપા કરી જીભે વસો, પંદર સ્તવન રચાય.

---

### ગરબી.

નહીરે વીસારૂ હરી અંતરમાંથી નહીરે વીસારૂ હરી—એ રાગ
નહીરે વીસારૂ અંબાય, અંતરમાંથી નહીરે વીસારૂ અંબાય.

નહીરે વીસારૂ અંબાય, અંતરમાંથી નહીરે વીસારૂ અંબાય.
વીમળ વર્ણીકે ગઉ તુજ ચારી, રંકનો કરીયો હેં રાય. અં. (૨)
આદ્યશક્તી અલબેલી તમારી, અકળ કળા ના કળાય. અં.
કોટી સુરજ જેવી કાન્તી નીરખતાં, આનંદ અંગ ના માય. અં.
ઝગમગ જ્યોત્યો જોઈ જે તમારી, તે કુયસ વીસારી જાય. અં.
સામા ઉભા રહી સ્તવન કરેછે, રૂષી મુની ગુણ તુજ ગાય. અં.
શુંભ નીશુંભ મહીસાસુર મારી, સુરની કીધી જેણે સાહ્ય. અં.
એવાં અંબાને જેણે ના નીરખ્યાં, તેહેનો છે જનમ વૃથાય. અં.
ભકતોનાં ભય દુખ સઉ હરતાં, આવી સાગરમાં જે ગાય. અં.
માણેકલાલને હુર વરશે મા, તેરા પુજે તમ જાય. અંતર ન.

---

## ગરબી.

સેવોને બાળા ત્રીપુરાને તરવા—એ રાગ.

સેવોને અંબે અલબેલીને તરવા,
કાયાનો તો જન્મ સફળ કરવા. સેવોને અંબે. ટેક.

કે કારતકે કરૂણાળી કાન્તી,
નીરખંતાં તો ભાગે ભવભ્રાન્તી,
દેજોરે મૈયા મુજ ચીતને શાન્તિ. સેવોને અંબે. ૧

કે માગસરે મન મ્હારૂં તલસે,
જ્યારે મૈયા દરશન સુખ મળશે;
ત્યારેરે મ્હારા તનમાં ટાઢક વળશે. સેવોને. ૨

પોસે માસે પ્રેમે મને પાળી,
પળે પળે લેજો મા સંભાળી;
જનમીને મ્હેં તો અંબા તને ભાળી. સેવોને. ૩

માહે તો મેહેર કરી ભારી,
અરજ સુર સહુની ઉરધારી;
મહીશ આદે નાંખ્યા દહીતો મારી. સેવોને. ૪

ફાગણ માસે માત રમે હોળી,
સાથે સઉ શકતોની ટોળી;
ગુલાલ છાંટે કેસુડાં ઘોળી. સેવોને. ૫

ચઇતર માસે ચીન્તા સમાવો,
હૃદય વસી મુજને નીભાવો;
સંકટ સમે વ્હારે વેહેલાં ધાવો. સેવોને. ૬

વઇશાખે વીશ્વમાં વીચરતાં,
ભકતોતણાં રક્ષણ મા કરતાં;
ત્હેનાંરે સરવે ભય દુખડાં હરતાં. સેવોને. ૭

કે જેઠે તો જુગતંબા જાણી,
માટે સેવો શક્તી ચીત આણી;
શક્તીરે વીના જગતમાં ધુળધાણી. સેવોને. ૮

અશાડે તો મેઘતણી વૃષ્ટી,
અંબા તમે સરજી છે સઉ સ્રષ્ટી;
પાળોને ત્હેને નાંખી અમીદ્રષ્ટી. સેવોને. ૯

શ્રાવણ માસે સંઘ સાથે આવું,

ત્હારે પારે મુજ શીશ નમાવું;
દરસન કરી ગુણલા ત્હારા ગાવું. સેવોને. ૧૦

ભાદરવે તો ભવાનીને નીરખી,
આવ્યો મુજ ઘેર હૈડે હરખી;
જગતમાં તો નહી કોઇ અંબા સરખી. સેવોને. ૧૧
આસો માસે આનંદ વરતાએ,
ઘેરે ઘેર પુજા ત્હારી થાએ;
ગરબારે ત્હારા નર નારી ગાએ. સેવોને. ૧૨

બારે માસ નર નારી જે ગાશે,
તેહેને અંબે મૈયા પ્રસન થાશે;
બુડંતાં તો બાંવડલી સ્હાશે. સેવોને. ૧૩

માણેકલાલ કર જોડીને કેહે છે,
સદા અંબા ચરણે ચીત દે છે;
ગુજરાતમાં નડીયાદ શેહેર રહે છે. સેવોને. ૧૪

---

## ગરબી.

આઇ આજે રાજેશ્વરી રાજે—એ રાગ.

આઇ આજે ગગન ઘટ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં;
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે,
આઇ આજે ગગનઘટ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.

સાખી–આસો માસ નવરાત્રી દીન આવ્યા,
મહાકાળીને મન ઘણું ભાવ્યા;
મન વીચાર્યું ગરબા ગાવા,
મોકલ્યા અનુચર શક્તોને તેડી લાવ્યા;
આઈ આજે ગગનઘટ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં;
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે.
આઈ આજે ગગનઘટ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે.
આઇ આજે ગગન ઘટ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.
સાખી–આવ્યાં અંબા આશાપુરી અજાઇ,
હરસીદ્ધ વારાહીને સીદ્ધવાઈ,
ખોડીયાર ખેચરી ને બહુચરાબાઈ,
કુંજવતી, કપીલા, કનકાઇ,
આઇ આજે ગગનઘટ ગાજે
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે
આઇ આજે ગગન ઘટ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.
સાખી–આવે શક્તો પધાર્યાં ઉમંગમાં,
ચોસટ જોગણી ભદ્રકાળી સંગમાં,
ગરબા ગાવા માંડયા રૂડા રંગમાં,
વાગે વાંસળી ઢોલક મોર ચંગમાં,

આઇ આજે ગગનઘટ ગાજે
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે.
આઇ આજે ગગનઘટ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.

સાખી જુદી જાતની.

ગરબો શકતો ગાય છે, શબ્દ ગગનમાં જાય;
વીશ્નુ વીધી શીવ આવીયા, જોવાને મહીમાય.
આઈ આજે ગગન ઘટ ગાજે
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે.
આઈ આજે ગગન ઘટ ગાજે
કાળીકા મા બીરાજે, પાવાગઢે આનંદમાં.

સાખી–જય જય શબ્દ ઉચારતા, પુષ્પની વૃષ્ટી થાય,
સ્તવન કરે મહાકાળીનું, ઈંદ્ર અમર ગુણ ગાય.
આઇ આજે ગગનઘટ ગાજે
કાળીકા મા બીરાજે, પાવાગઢે આનંદમાં.
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે.
આઈ આજે ગગનઘટ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.

સાખી–નવદીન નવરાત્રીતણા, આનંદ અંગ ના માય;
દસરાએ પારણાં કરી. ગરબો ગાઇ ઘેર જાય.

આઈ આજે ગગનઘઠ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાગઢે આનંદમાં.
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે.
આઇ આજે ગગન ગઢ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાગઢે આનંદમાં.

સાખી-ગરબો કાળી માતનો, જે ગાએ નર નાર;
માણેકલાલ કેહે તેહને, મા આપે પદારથ ચાર.

આઇ આજે ગગન ગઢ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાગઢે આનંદમાં.
વીજય કાજે, ગુણ ગાજે, પાપ પ્રાજે, થાય આજે.
આઈ આજે ગગન ઘઠ ગાજે,
કાળીકા મા બીરાજે, પાવાઘઢે આનંદમાં.



## ગરબી—રાગ પીલુ.

મતવાલીરે માત તમે મ્હાકાળી.
નમુ તને હું પાવાવાળી.
ગઢ પાવેરે માત તમે બીરાજો,
કળયુગમાં પરચો સાચો.

ઝુલ—જયાં જોઉ ત્યાં શક્તી તમારીરે,
ઘટઘટમાં માયા વીસ્તારીરે,
તુજ કૃતી તણી બલીહારીરે,
સીવા સતીરે કાળીકા મ્હા બળવાળી. નમું ત. ૧

આ વીશ્વમાંરે મ્હોટી તું મંમાયા,
શીવ વીશ્નુ વીધીએ ગુણ ગાયા,
સુર સઉનીરે અરજ ઉરે દીલ ધારી,
ઘણા દહીંતોને નાંખ્યા મારી.

ઝુલ—ત્હેં ચુંડ મુંડને ચોળ્યારે,
રક્તબીજ આદે રણ રોળ્યારે,
મારી મહીસને દહીંતા ખોળ્યારે,
શુંભ નીશુંભરે મારી કરી રક્ષવાળી. નમું ત. ૨

ભદ્રકાળીરે ચાંપાનેર બીરાજો,
ઘડ પાવે તમે પણ ગાજો,
ત્યાં વસીયાંરે મેહેર કરી મંમાય,
ત્યાંનો પ્રતાપસીંહ છે રાય,

ઝુલ—રાય રાજ્ય કરે રૂડી પેરરે,
આપી અલખત તમે કરી મ્હેરરે,
તમ પ્રતાપે લીલા લેહેરરે,
પણ દુખીઓરે પુત્ર વીના જયશાળી. નમું ત. ૩

તેની રાણીરે ગુણસુંદરી એવું નામ,
રૂપ રસીક દે રાયને હામ,
તે રાણીએરે નવરાત્રી વ્રત કરીયાં,
આપ્યો પુત્ર જયસીંહ નામ વરીયાં,

ઝુલ—જે કોઇ નવરાત્રી વ્રત કરશેરે,
ત્હેનાં દુખ મ્હાકાળી હરશેરે,

નવેનીધ ત્હેને ઘેર ભરશેરે,
સાચો પરચોરે ત્હારો પરમ કૃપાળી. નમું ત. ૪
તુજ મંડપેરે ત્રણ સ્વરૂપ ત્રીપુરાય,
પેસતાં ડાબે ભઈરવ રાય,
ગુણ ત્હારારે ગાતાં ચીત ઉભરાય,
મને આનંદ અંગ ના માય;
ઝુલ—માણેકલાલને આશરો ત્હારોરે,
કર સાહીને મુજને તારોરે,
શેહેર નડીયાદે વાસ હમારોરે,
તેડા દરશનરે દાસને દીનદયાળી. નમું ત. ૫

---

## ગરબી.

અલબેલીરે અંબે માત જોવાને જઈએ—એ રાગ.

આવ્યા આસોના ઉત્તમ દીન, નવરાતર આજે;
રૂડાં બાળા બહુચર માત ગોખે બીરાજે.
એ સમે માએ એમ વીચાર્યું, કરવાને શુભ કાજરે;
નવરાત્રીમાં ગરબા ગાવા, તેડુ શકતો સમાજ. નવરા. ૧
કુમકુમ અક્ષરે લખી કંકોતરી, આપી અનુચર હાથરે;
ઉતાવળા સઉને જઇ આપો, તેડી લાવો સાથ. નવરા. ૨
ઉડયા અનુચર વાયુવેગે, ક્ષણ ના લાગી વારરે;
ચાલો મૈયા સજ થઇને, બહુચરને દરબાર. નવરા. ૩
શકતો સઉ બહુચર દરબારે, જવા થયાં તઈયારરે;
પેહેરી વીધવીધ જરકસી સાડી, સોળ ધર્યા શણગાર. ન. ૪

પ્રથમ પધાર્યાં અંબા, કાળી, હરસીદ્ધ, હીંગળુ જાયરે,
ખોડીયાર ને અજાઇ, અરબુદા, આશાપુરી અંબાય. નવ. ૫
નંદા, આનંદા, તુળજા, તોતળા, ચંડી, ચામુંડાયરે;
ભદ્રકાળી, ભુવનેશ્વરી, ભદ્રા, વારાહી સુખદાય. નવરા. ૬
કુંજવતી, કૌમારી, કપીલા, કામાક્ષી, કનકાઇરે;
કાત્યાયની, કઉસકી, કુળજા, નવદુર્ગા, કુલબાઇ. નવરા. ૭
અષ્ટભુજા, અનપુર્ણા, અરૂણા, વેદવતી વીક્ષાતરે,
ઉમયા, મ્હાલક્ષ્મી, બ્રહ્માણી, મ્હાકાળી જે માત. નવરા. ૮
સીંધવાઈ, કમળા, ઈંદ્રાણી, જગમાં જેની ખ્યાતરે;
ચોસઠ જોગણી, નવસ્સ ભોગણી, આવ્યાં વીશ્વ વીક્ષાત. ૯
સઉ શકતો આવ્યાં મળીયાં બહુચર, આનંદ વાધ્યો અપારરે;
ઝગમગ જ્યોતો ઝળકી રહીછે, બહુચરને દરબાર. નવ. ૧૦
ખાનપાન આદર બહુ દીધાં, બોલ્યાં બહુચર ત્યાંયરે;
નવરાતરમાં ગરબા ગાવા, તેડયાં તમને અહીંયાંય નવ. ૧૧
બહુચર માએ ગરબો મેહ્યો, ચાચર રમવા કાજરે;
ગરબા ગાતાં રંગભેર રમજો, આનંદનો દીન આજ. ૧૨
ગાવા માંડયાં ગીત રસીલાં, જે જેને મન ભાવેરે;
રાગ તાન રંગીલીઓ રસમાં, નવ નવાં ગીત ગાવે. નવ. ૧૩
વીણા, વાંસળી, શરોદાના, સુર, ઢોલકના ઝણકારારે;
મ્રદંગ, નરઘાં, સારંગી, ને મોરચંગ, સુર સારા. નવ. ૧૪
શરણાઇ સાથે વાજાં વાગે, સુર મીલાવી ગાયરે;
ફરતાં ફેર ઘુઘરીઓ ઘમકે, નેપુર ચળકે પાય. નવ. ૧૫
સરવે શકતો ગાએ સાથે, રાગતણી હદ વાળીરે;
બંગડીઓ ને ચુડીલા ચળકે, હાથે લેછે તાળી. નવ. ૧૬

ઈંદ્ર, અમર, વીશ્નુ, વીધી, શીવ, ગરબો જોવા આવ્યારે;
નારદ મુનીઃ વાલ્મીક, મારકંડને, જોડે તેડી લાવ્યા. નવ. ૧૭
જય જય શબ્દ કરે સુરીનર સઉ, આનંદ થાય અપારરે;
રમે જમે ગુણલા સહુ ગાએ, બહુચરને દરબાર. નવ. ૧૮
નવ દીન નવરાત્રી રમી જમાંયાં, દસરાએ પારણાં કીધાંરે.
ચાચરમાં ગરબા ગાઈ સરવે, વીદાય માગી લીધાં. નવ. ૧૯
પ્રસાદી બહુચરમાએ આપી, આપ્યા સોળ શણગારરે;
બહુચરમૈયા પ્રસન્ન થયાં ને, આનંદ વાધ્યો અપાર. નવ. ૨૦
આ ગરબો નવરાત્રી કેરો, નર નારી જે ગાયરે;
બળવંતી બહુચર નવનીદ્ધ દેઇ, કરેશે તેહને સાહ્ય. નવ. ૨૧
સંવત ઓગણી તોતેર સાલે, મ્હા સુદ બીજ ગુરૂવારરે;
માણેકલાલે ગરબો કીધો, બહુચર તુજ આધાર. નવ. ૨૨
જગતજનુની અંબા બહુચર, મુજપર કરજો મ્હેરરે;
નાગર સાઠોદરો દાસ તમારો, વસેછે નડીયાદ શેહેર. નવ. ૨૩

## ગરબી.

માનગરો મેલોરે મોહનલાલજી—એ રાગ.

અરજ સુણો, અલબેલી મા અંબીકા,
ગુણલા ત્હારા ગાવા વાણી આપજો.
આરાસુર વસીયાં મા અલબેલડી,
ભકતજનોનાં સંકટ સરવે કાપજો. અરજ૦ ૧
સેહેજપણે વીમળને કરૂણા કરી,
ચારી તેણે માજી તમારી ગાયજો,
નવનીદ્ધ ને રીદ્ધ સીદ્ધ આપી તેહને,

રંક હતો ત્હેને ત્હેં કરીઓ રાયજો. અરજ૦ ૨
મહીસાસુર નામે અસુર બળીયો ઘણો,
તેણે જીત્યાં ત્રણ જગત ધરી આશજો,
સુર સરવે જોર વીનાના થઇ ગયા,
ત્યારે આવ્યા ઇંદ્રિ અમર તમ પાસજો. અરજ૦ ૩
અરજ કરી અંબા તમને વીનવીયાં,
મહીસાસુરના ડરથી ઉગારો માયજો,
એવુ સુણી માજી તમે મુખ બોલીયાં,
સોચ ના કરશો આવી કરૂ તમ સ્હાયજો. અ૦ ૪
એમ કહી સ્વારી સીંહ્ તણી કરી,
મહીસાસુર આદે માર્યા દહીત અપારજો,
સુર સરવે ભેગા થઇને વખાણતા,
પાય નમે કરજોડી વારમવારજો. અરજ૦ ૫
નારાયણી નામ તમારૂં જે જપે,
નીજ જન જાણી તેપર કરતાં મેહેરજો,
માણેકલાલને આશરો અંબા તાહારો,
ગુજરાત મધ્યે વસુછું નડીયાદ શેહેરજો, અરજ૦ ૬

---

પુર્ણ થયોછે ખેલ આજનો—એ રાગ.

નમું તમારે પાય અંબે મૈયા નમું તમારે પાય,
આરાતે સુરની હો રાય અંબે મૈયા નમુ તમારે પાય. ૧
પંદર સ્તવન મ્હેં રચીયાં તમારાં;
રચવા કીધી તમે સ્હાય. અંબે મૈ. ૨

ભુલ ચુકની માફી આપી,
સ્વીકારજો જગરાય. અંબે મૈ. ૩
મુજ હૃદયની ઈચ્છા હુતી તે,
પુર્ણ કરાવી ત્હેં માય. અંબે મૈ. ૪
અમૃતદ્રષ્ટે મુજ સામું જોઇને,
કરજો અંબે મા કૃપાય. અંબે મૈ. ૫
જેવો તેવો તુજ દાસ કેહેવાયો,
રાખી ત્હેં મ્હારી લજજાય. અંબે મૈ. ૬
ગુણ તુજ ગાવું એવી મતી દઈ,
કરજો તમે કરૂણાય, અંબે મૈ. ૭
માત તમારો બાળક જાણી,
સંકટે કરજો સાહ્ય. અંબે મૈ. ૮
અવગુણ દોશ ના જોશો મ્હારા,
વ્હારે વળો વીશ્વરાય. અંબે મૈ. ૯
માણેકલાલને શ્રાવણ સંઘે,
તેડા આવી પુજે પાય. અંબે મૈ. ૧૦
મનવાંછીત ફળ ભક્તને આપી,
આનંદ દેજો સદાય અંબે મૈ. ૧૧
નીચો પડી હું ચરણે નમીને,
કર જોડી લાગુ પાય. અંબે મૈ. ૧૨

## દોહરો.

અંબા ગુણ તુજ ગાઇને, પામુ ચીત વીરામ;
શ્રાવણ સંઘે તેડજો, આપી મુજને હામ.

સમાપ્ત.

# જાહેર ખબર.

સરવે મહ્ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે શ્રી જુગતંબા સ્તવનના પંદર ભાગની ચોપડીઓ જેમાં નાટકના રાગના ગરબા, છંદ તથા રાગ રાગણીથી ભરપુર છપાયલી છે તે મળવાનું ઠેકાણું.

કર્તા પાસેથી.

ડભાણ ભાગળ પાસે

અરજનલાલની લીમડી

મુ. નડીયાદ.